યમરાજા—ત્હારા વચનો શાણી અમૃતથી પણ મીઠડારે.
મુજને તે સાભળતા આવે પ્રેમ અથાગ,
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનારે
ત્હારા સ્વામીના જીવિત વિણુ બીજુ હુજી માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે
સાવિત્રી—મુજને આપો તો યમરાજા માગુ એટલુંરે
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય !!!
મ્હારા કુળનુ આ જગમાહી માન વધે ગણુરે
મ્હારી વડિલ જનોના ચરણે પ્રીતિ થાય,
એવુ બોલીને સાવિત્રી કર જોડી રહીરે
યમરાજા—તુજને તેજસ્વી સો પુત્રો એ બાળા થશેરે,
ત્હારા કુળનુ ઝાઝુ વધશે જગમા માન,
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વાધશેરે
માટે જા પાછી ઘર તુ થાશે હેરાન,
એવુ બોલીને યમરાજા લાગ્યા ચાલવારે
* * * * *
સાવિત્રી—બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર,
મોટા માણસના વચનો મિથ્યા જાતા નથીરે
બોલ્યુ અબોલ્યુ મોટા જનનુ નવ થાય,
જાયે પ્રાણ પરતુ વચન થકી ફરતા નથીરે
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યુ મનેરે—
તે તો કેમ સત્ય થશે મહારાજ,
બાંધી લઈ જવા ધારો છો મારા નાથનેરે.

પળશે કેમ કરીને વચન તમારૂ આજ,
કવી—એવુ બોલીને સાવિત્રી કરજોડી રહીરે
યમરાજા-પુત્રી ધન્ય ત્હુને સાચો છે નિશ્ચય તાહ્યરોરે,
બાળા ત્હે મુજને વચને બાંધ્યો આ વાર,
આજે નિશ્ચયના બળથી ત્હે વશ મુજને કર્યોરે
લે આ છોડુ છુ પુત્રી તારો ભરથાર,
પામ્યો વર્ષ ચારસોનુ આયુષ તારો પતીરે
મ્હારા સૌ વરદાનો ફળશે તુજને દપતીરે
જગમા ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય,
પામી સુખ જગમા અતે સાથે સુગતીરે.
કવિ—એવુ કહીને અતરધ્યાન થયા યમરાય,
વાગ્યા દેવ દુદુભી પુષ્પ તણી વૃષ્ટિ થઈરે
વળતી આવ્યા આશ્રમમા સગાતે દપતીરે
સતીના અતરમા આનદ અતિ ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે
પ્રેમે લાગ્યા બન્ને વડિલ જનોને પાય,
આપે અતરની આશિષો સૌ નરનારનેરે
સરવે વરદાનો યમરાજાના સાચા થયારે
મળિયા વૈભવ સઘળા પામ્યા સુખ તમામ,
અત શ્રીહરિને શરણે વસિને સુખિયા થયારે.
બોલો જય જય કહે છે, મિત્ર બુલાખીરામ,
ગાના શિખતા સરવે સદ્વર્તનશાળી થજોરે
(મ જો શાહ, ની ચતુર સુદર સ્ત્રી વિલાસમાથી)

## —:શરદ પુર્ણીમા, અજવાળી રાતની ગરબીઃ—

આસો માસો શરદપુનમની રાતજો, .
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમા ....
સસરો મારો દેરા સરખો દેવજો, સાસુડી દેરારે કેરી પુતળી.
જેઠ મારો અશાડીલો મેહુજો, જેઠાણી ઝબુકે વાદળ વીજળી
દિયર મારો ચાપલીઆનો છોડજો, દેરાણી ચાપલીયા કેરી પાખડી
નણદલ માહારી વાડીમાની વેલજો,નણદોઇ તે વાડી માહીનો વાદરો
પરણ્યો મારો ચતુર સુજાણજો, તાણીને બાધે નવરંગ પાઘડી.
એ પાઘડીએ દશ દશ આટાજો, આટેને આટેરે નવરંગ પાઘડી
ગોરીનો પરણ્યો વહાણ કમાવા જાયજો, .
વાહાણેથી લાવે ખારેક ટોપરા .
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો,
ટોપરડુ ખાય તો ગોરીને કુચા વળે આસો

## શ્રી બહુચરાજીનાં મહીના. —:રાગ ગરબીઃ—

ચઇતરે ચીત ઘણુ બાધુ, નમી નમી બહુચર આરાધુ,
મન મારૂ ગોખે જઈ લાગ્યુ, સેવોને શંખલપુર રાણી,
વઇશાખે, વાવલીઆ વાયા, માજીના ઘટ તળે આવ્યા,
અંબાજીની મોટી છે માયા સેવોને
જેઠે, તો જુગતી છે સારી, હરિહર બ્રહ્મ થકી વારી,
ગોખ ઉપર જાઉ બલીહારી સેવોને
અષાઢે, મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે,
ચોઘડીયા તો અદભુત વાજ ... . સેવોને.

શ્રાવણ, સરવડીઓ વરસ્યો, માજીને ભજશો તો તરશો,
નીકર તમે અથડાતા મરશો સેવોને
ભાદરવો, ભલીપેરે ગાજે, મા સેવકને સનમુખ તો થાજે,
બુડતા બાવલડી સાહાજે સેવોને
આસો, માએ આવી દીવાળી, આવ્યા છે અમા ને કાળી,
ગરબે રમે મોટા મહાકાળી સેવોને
કારતકે, કોયલડી બોલે, ના આવે કોઇ માજીને તોલે,
તેજ જોતા ત્રીભુવન ડોલે ... સેવોને
માગસર, માનસરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે,
સેવકની મા કરજો સાહે સેવોને
પોષે, પ્રીત ઘણી ધારી, પાડવ લીધા ઉગારી,
કૌરવ સરવે ગયા હારી . સેવોને
માઘે, તો મને નથી ગમતુ, મન મારૂ રહે છે ભમતુ,
મન મારૂ માજીમા રમતુ સેવોને
ફાગણે, ફર ફરતી હોળી, પહેર્યાં માએ ગરણાને ચોળી,
કેસર બહુ છાટયા છે ઘોળી . સેવોને
બારે માસ પુરણ કીધા, દલીતને દડ ભલા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા . સેવોને
આસો શુદ બીજને બુધવારરે, બારે માસ કહ્યા નીરધારરે,
વલ્લભની કરજો મા વાહારરે .... .... સેવોને

## —:પદર તિથિનો ગરબો:—

પડવે, પાતળીઆ ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ,
બીજે, બાળક બેઠુ બહાર કે, મે સમજાવીશુરે લોલ.

ત્રીજે, ત્રણ ભુવનનો નાથ કે, મોતીડે વધાવીએરે લોલ,
ચોથે, ચચળ બોલી નાર કે, મથુરાની વાટમારે લોલ.
પાચમે, પગલા ભરજો પ્રેમ કે, મારે ઘેર આવજોરે લોલ,
છઠે, છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ
સાતમે, સાદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
આઠમે, અવતર્યા ભગવાન કે, નીરખુ નાથનેરે લોલ
નોમે, વરત કરે એકનાર કે, ગોકુળ ગામનીરે લોલ,
દશમે, માર્યો મામા કસ કે મથુરાની વાટમારે લોલ.
એકાદશી, પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ,
બારશે, બહુ બળીઆ ભગવાન કે, દીશોદીશ વાપીઆરે લોલ
તેરશે, ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ
ચઉદશે, બનસી બટને ચોક કે, રાસ રમાડજોરે લોલ,
પુનમે, પદર તીથી થઇ પુરી કે, ગુણ ગાઈ રહીરે લોલ.

## રાસક્રીડા. —:શ્રીકૃષ્ણ રાધાનો ગરબો:—

વનમા ભુલી પડીરે, પેલો કયા ગયો કાનુડો—ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી છે હેલી,
અઘોર વનમા મુજને મેલી, ત્યા કોણ અમારૂ બેલી—વન૦
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવા ચાલી,
મારગ મળીયા માવજી, ત્યા રોકી રાધે પ્યારી—વન૦
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી,
માથા ઉપરથી મહીની મટુકી, ઉઠાવીને લીધી—વન૦
જસોદાજી આ લાલ તમારો, આડા અવળી ચાલે,
સોળ સહસ્ર ગોપીઓમા, મન માને ત્યા માલે—વન૦

આગળ પાછળ મહેલ તમારા, વચમા અમારી મેડી,
અગાશીમા અમેજ રમતા, સાન કરી શીદ તેડી—વન૦
મોર મુગટ ને કાને કુડળ, હરખે વાગે તાળી,
આગળ પાછળ ગોપી નાચે, મધ્ય નાચે વનમાળી—વન૦
ભમરી ખાતા ભુધરજીએ, એવી માયા કીધી,
હરી તો અતરધ્યાન થયા, એક સખી સગાથે લીધી—વન૦
પુરૂષોતમને પગલે પગલે જોતી જોતી જાઉ,
નારાયણના દર્શણ વિણ હુ, આકુળવ્યાકુળ થાઉ—વન૦
જોતામા એક અબળા દીઠી, તેને પુછી વાત,
રાધા કહે અભિમાન આવ્યુ ત્યારે, તજ્યો અમારો સાથ—વન૦
ઝાડે ઝાડે જોતી ચાલુ, જઈને ઝાલુ હાથ,
તાલ જાણી ત્રીકમજીએ પ્રેમે ભીડા બાથ—વન૦
વદ્રાવનની કુજગલનમા મળીયા રાધે પ્યારી,
મયારામના પ્રીતમ મળતા, વેળા અમારી વાળી—વન૦

## —:કજોડાની ગરબી:—

ડાચલડી કકોડીને વાડકીમા પાણી
ન્હાનો વર નવડાવા બેઠી, સમડી લઈગઇ તાણી—લાલ કેમ કરીએ.
મારે કરમે કજોડુ લાલ કેમ કરીએ લા
મારે જુગમા વગોણુ, મારે સઇયરોમા મેણુ લાલ
ટોપલીયામા ઘાલી હુ તો, કાકાબળીયા ગઈતી,
કાકેબળીયે પુછયુ તારો શો સગો એ લાગે લાલ
બાઇજીનો બેટો ને નણદીનો વીરો, ન્હાનો છે પણ કથ—લા
રોટલા ઘડુ ત્યારે ચાણકીરે માગે ધબ લઈને ઢીકો મારે હૈડામા સાલે.

પાણીડા જાઉ તારે છેડે વળગ્યો આવે, લાલ.
ધબ લઈને ઢીકોમારૂ હૈડામા સાલે .. લાલ.
હાથ પગ દોરડી ને પેટ મોટુ ગોળી .
ઉકરડે જઈ કળસે બેશે, સમળી પાડે ઢાળી . .લાલ

## છોકરીઓની રમત. —ઃરાગ ગરબોઃ—

તમને કઇ વહુ ગોરા ગમશે લાલ અચકો મચકો કારેલી અચકો
અમને રૂખી વહુ ગોરા ગમશે રાજ અચકો.
એ ઠીંગણીને શુ કરશો રાજ અચકો.
એ ઠીંગણી કામણગારી રાજ અચકો.
એને ઉચી ઉચી મેડીએ બેસારશુ રાજ અચકો.
એને ટોપલો ઘરાણુ ઘાલશુ રાજ અચકો.

## ગુણીયલ ગજરો. —ઃરાગ ગરબીઃ—

માલણ ગુથી લાવ ગુણીયલ ગજરો, તારા ગજરાનો માનીશુ મજરો
તારા ગજરાનુ આપીશુ મૂલ, માહી ગુથજે ગુલાબનુ ફૂલ,
જે તુ કહીશ તે કરશુ કબુલ માલણ
જેવી તારી હોય ચતુરાઈ, તેથી કરજે તેની સરસાઈ,
કાંઇ બાકી ન રાખીશ બાઇ માલણ
એવી કરજે કારીગરી એમા, જુગ્તિ હોય જોવા જેવી જેમા,
મોહ પામે મુનિવર તેમા માલણ.
વર લાડકડાને રે કાજે, એવો ગુથજે ગજરો તુ આજે,
જેવો છત્રપતિને છાજ . માલણ
એમા જુગ્તિ જોવાજોગ જાણી, જુએ અગમા ઉમગ આણી,
રીઝે રાજા અને વળી રાણી . .. માલણ

તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર,
ઉપર હેમની મહોર હજાર માલણ
કવિતાની કીંમત ઉર આણે, એજ ગજરાનુ મૂલ પ્રમાણે,
દાખે દ્રપત બીજા શુ જાણે . માલણ

## (હરીદાસ કૃત)—:પાંડવનો ગરબો:—

ગરૂડ ચઢી આવજો ગીરધારી, લજ્યા મારી રાખજો મોરારી–ટેક.
ભાવે ગણપતિને ગાઇએ, ગુરૂને ચરણે જઇને નમીએ,
પદ પુજીને પાવન થઇએ . ગરૂડ ચઢી૦
કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી દ્રુપદી,
મારી વહારે ચઢો જદુપતિ ગરૂડ ચઢી૦
ધર્મ રાજા તે ધર્મનુ ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ,
ભીમ સહિત મહા બળવાન . ગરૂડ ચઢી૦
જોશી સહદેવને લાવે, તે તો પાડુના પુત્ર કા'વે,
તેજવતા તે નકુળ આવે ગરૂડ ચઢી૦
હસ્તિનાપુરમા હોડજ ધારી, માડયા દ્યુત ને બાજી હારી,
પહેલે ગામ હસ્તિનાપુર હારી ગરૂડ ચઢી૦
બીજે ... ત ગર્થ ભડાર, ધર્મ રાજા કરે વિચાર,
એમ હાર્યા તે વારમવાર ગરૂડ ચઢી૦
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી, ગયા દ્યુત વિદ્યા થકી હારી,
ચોથે હાર્યા દ્રૌપદી નારી ગરૂડ ચઢી૦
પાડવ હાર્યા નેહિ મન મેલી, એમની વાત તે વિશ્વમા થએલી,
બહુ નામી થજો મારા બેલી ગરૂડ ચઢી૦

એવે બોલ્યા દુર્યોધન અહંકારી,તેડી લાવો પાંડવની નારી,
એમ સભામા બોલ્યો પોકારી ગરૂડ ચઢો૦
એવે દુશાશન, દોડતોરે આવ્યો, સભાને સમાચાર સંભળાવ્યો,
કેડ સાહીને ચોટલો ગ્રહી લાવ્યો ગરૂડ ચઢો૦
સુણી બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી,
એમ સભામા બોલ્યો હોકારી ગરૂડ ચઢો૦
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યુ પૂર્વનુરે પાપ,
ખોળે બેસશે શોક સંતાપ ગરૂડ ચઢો૦
ખોળે બેસે ગદા ભીમ કેરી, તને કાળે લીધોછેરે ઘેરી.
બધુ યાદવકુળ કર્યુ વેરી ગરૂડ ચઢો૦
દૂર પંથ છે દ્વારીકા ગામ, મેં'જે સુતા છે સુંદર શ્યામ,
મારી વા'રે ચઢો ઘનશ્યામ ગરૂડ ચઢો૦
હરિએ ગરૂડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યા રૂકિમણી નાર,
તમે કયારે પધારો ભર્તાર ગરૂડ ચઢો૦
સતીને ભરીરે સભામા આણી, એના ચીર લેછે દુષ્ટ તાણી,
તેની વા'રે ચઢુ છુ રાણી ગરૂડ ચઢો૦
પ્રભુ ભરીરે સભામારે આવ્યા, પંચાળીના પટકુળ લાવ્યા,
કર સાહીને ચીર પહેરાવ્યા, ગરૂડ ચઢો૦
હરિએ નવસે નવાણુ ચીર પૂર્યા, તેમા એકે નથી અધુરા,
ભક્ત કામમા પ્રભુ છે શૂરા ગરૂડ ચઢો૦
જે કોઇ પાંડવનુ પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ મળશે,
હરિદાસનુ કારજ સરાશે . ગરૂડ ચઢો૦

## મીરાં ચરિત્ર. —:રાગ ગરબી:—

મીરા મન મોહનશુ માન્યુ,
વરિયા વરિયા શ્રી ગીરધરલાલ, જાણે જગ નથી કાંઈ છાનુ,
જેમલ રઠોડની દીકરીરે, સુણો, મીડતા એનુ ધામ,
રૂપ ગુણ કોઈ સમોવડ નહીં, રૂડુ ધર્યું મીરાબાઇ નામ—મીરા
જોશીએ વાચી જન્મોતરી રે, તેણા લખ્યુ નીકળ્યુ એહ,
વરશે વિશ્વભર નાથને રે, કરશે નદ કુવરજીશુ નેહ—મીરા૦
ઉદ્યોતપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઇ,
પરણાવીને વળાવ્યા સાસરે, કઇ લૌકિક રીતે મીરાબાઇ—મીરા
દેવીને દેવા વધામણા રે, ચાલ્યા વરકન્યા સહુજન,
રાણે પારવતીજી પુજયા રે, મીરાનુ તો મોહનમા મન—મીરા૦
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શકિતને પાય,
મીરા કહે મસ્તક મારૂ નહીં નમે, વિના શ્રી ગિરિવરધર રાય—મીરા
સાસુ કહેરે સામી બોલી આજથી, મારે નથી એ વહુનુ કામ,
પુત્રને કહ્યુ એહને રાખો પરી, એક ન્યારૂ રચાવો એનુ ધામ—મીરા
એવુ સુણીને મીરા મગ્ન થયારે, ભલુ થયુ ભાગ્યો જજાળ,
સાધુની સગે દિનરેણ નિર્ગમશુ સુખે, સેવીશુ શ્રીગોપાળ—મીરા
નદ નદન સાથે ન્યારા રહ્યારે મીરા, હરિજન આવે ઘણા ઘેર,
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ,હરિના—ને કરે લીલાલેહેર—મીરા
નણદ આવી મીરાબાઇની પાસે, ભાભી આ શો માડયો ઉત્પાત,,
સાસરે રાણાજીનુ કુળ લજાવ્યુ વહુ,મહીએર લજાવ્યા માત તાત—
અભગ આભ્રણ પેહેરો અનુપમ, સજો સુદર શણગાર,
મહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર—મીરા.

છાપા તિલક આ શી ! તુલશીની માળા, નાચો કુદો વેરાગીને વેષ,
સગ મુકી દો સાધુ સન્તનો રે,રાણોજી તો કરે સુણી કલેશ–મીરા
મીરા કહેરે બાઈ કલેશ ટળવાનો, એકજ છે ઉપાય,
કેહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય–મીરા
વળી સોનુ રૂપુ પહેરે શુ સુધર્યુ રે, કહાડી નાખો એ ડાક ડમાળ,
છાપા તિલક ધરી સાધુઓમા બેશો, ચાલો પેહેરો તુલશીની માળ–
તમો પણ જાઓ શીદ સાસરે રે, બાઈ વૃથા વટાળો શાને દેહ,
મનગમતા મોહનવર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ–મીરા
કહેજો તમારી માતને રે વૃધ્ધ થયા ગોવિંદ ગુણ ગાયે,
હરિ વિના કોટિ દેવ શેવશો તોએ, જન્મ મરણ નહી જાયે–મીરા
સુણી એમ છણકતી ખીજતીરે, બાળા આવી બધવની પાસ,
ઓ ભાઈ ભાભી કહે છે થાઓ વેરાગી,સહુ મુકી દો રાજ અવાસ–
એવુ સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યો સેવક મીરાને અવાસ,
લાવો ખબર છે શા રગમા રે, કોણ કોણ બેઠુ છે એની પાસ–મીરા
અનુચરે આવી એમ કહ્યુ જે, નથી ત્રીજુ માણુસ આ વાર,
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે,ઘરમા થઈ રહી છે થૈથૈકાર–
સુણતામા રાણો થયો રાતડો રે, ખેચી ખડ્ગ ધાયો છે તેણીવાર,
પેઠો મીરાને મેહેલે એકલો રે,કોઇ આવે ના ધાઈ દીધા દ્વાર–મીરા
આવી જોયુ તો મીરા એકલીરે, પ્રભુએ તેને ના દીધુ દર્શન
પુછયુ મીરાને પેલો પુરૂષ કયા છે,તાહરે લાગ્યુ જેશુ લગ્ન–મીરા
કયા છે પુછો શુ રાણા રોષમા રે. તે તો સઘળે વસે છે ભરપૂર,
ધ્યાનમા જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે,રહેછે દુષ્ટ થકી દુર–મીરા.
કાહાડી નાખોજી આ કલેશ કપટ, સત્સગે નિર્મળ કરો મન,

પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો,તમને થાય તેહના દર્શન—મીરા.
એવુ સુણીને આગ લાગી ઘણીરે, પણ ભાવ ના સમજ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એહવે, દીઠા મીરાના બે રૂપ—મીરા૦
તોયે મુરખ સમજ્યો નહી રે, મન સાથે ન કીધો વિચાર;
બીજુ ખડ્ગ એણે ખેચીયુ રે,ત્યારે હરિયે દેખાડી મીરા ચાર—
છોભો પડયો ને પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર,
વિષનો પ્યાલો મોકલ્યો પીજો,કહાવ્યુ રાણાએ આણી ઝેર—મીરા
લીધો મીરાએ મન મગ્ન થઈનેરે, પ્રભુને દેખાડી કર્યુ વિષપાન;
અમૃત સરીખુ થઈ ગયુ રે,એનો સમર્થ ધણી ભગવાન—મીરા
મીરાબાઇ આવ્યા વૃદાવનમા રે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યુ ને,કરી જીવા ગોસાઇને શિક્ષાય—મીરા
હરિજન જાણી મીરાએ મળવા કહાવ્યુ ,તેણે કાવ્યુ નાજોઉ સ્ત્રીનુ મુખ
મીરા કહે સારૂ થયુ સવારૂ મુજને, પર પુરૂષ જોએથી દુખ—
આજ લગી હુ એમ જાણતી જે, વ્રજમા કૃષ્ણ પુરૂષ છે એક,
વૃદાવન વર્ગી હજુ પુરૂષ રહ્યા છો,તેમા ધન્ય તમારો વિવેક—
એવુ સુણીને જ્ઞાન પામિયારે જીવા ગોસાઇ મળ્યા છે સામા ધાઈ
હળીમળીને હરિની વાત કરીને આવ્યા,મેવાડ દેશ મીરાબાઇ—
ફરી તયારી ચાલ્યા દ્વારિકારે, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યા સદા, પહોચ્યા છે મનમા કોડ—
પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયુ ઉતરી મનનુ ઝેર,
મુખે માગે તે આપુ તેહને જે કોઈ,લાવે મનાવી મીરાને ઘેર—
ઉપરા ઉપરી તેડા મોકલ્યા રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમા વેહેલા,રાણાજી તો અન્ન ન ખાય—મીરાં

જા'જા લગી તમો રહેશો દ્વારિકા રે, ત્યા લગી કરૂ અપવાસ;
આગ્રહ દેખી મીરા વિદાય માગવાને,આવ્યા શ્રીપ્રભુજીની પાસ–
હરિએ હકીકત સાભળી રે, હસી ચાપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમા સમાઈ ગયારે મીરા, જે જે શ્રીદ્વારિકા નાથ.
ચરિત્ર આ મીરાબાઈનુ રે જે કો, શિખે સાભળે ને ગાય;
પ્રેમ ભકિત તેહને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય–મીરા

---

જયારે રામચદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે
સીતાજીએ કહ્યુ કે હુ પણ સાથે આવીશ, તે સમે રામચ-
દ્રજીએ કહ્યુ કે તમે પિયેર જાઓ અથવા અહી રહો

## —:તે વિસેનુ ધોળ:—

રામ લક્ષ્મણ વનમા સીધાવતા, સતી સીતાને આવતા સાથ,
કહે રઘુનાથ પધારો પિયર ભણી –(ટેક)
નહિ તો અહીં રહો સસરાના રાજમા હેતે હળી મળી સાસુ,
સગાથ, નહિ તો જોડી હાથ પધારો.
અમે વસ્તીમા નહિ વસીયે વનીતા, અમે કરશુ જઇ વનવાસ
તમે પામે ત્રાસ પધારો
સાથે રથ કે ઘોડુ નહિ રાખીએ નહિ રાખીએ દાસી કે દાસ,
કોઇ અમ પાસ પધારો.
તમે કોશનો પથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક,
લીટી ખેચો નાક પધારો.
અમે વનફળ ખાઈ ખુશીમા રહેશુ, કોઇ દિવસે તો કેવળ શાક,
વિન લુણ પાક . પધારો.

વનમા નથી મહીર નથી માળીયા, નથી પહોડવા કાજ પલંગ
રંગીત નવ રંગ પધારો
કરશુ ઘાસ કે પાનની ઝુપડી, સુવા સાથરો તે ખુચે અંગ,
એમા શો ઉમંગ પધારો
વનમા હીરના ચીર તો નહી મળે, વનમા નહિ મળે ફરતા
પુલેલ કે તેલ ધુપેલ પધારો.
વનમા નહી મળે શાણી સાહેલીયો, કરશો કે સંગ ખાત્યથી,
ખેલ ઉમંગ ભરેલ પધારો
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવુ દેખીને થાશો ઉદાસ,
આવે જ્યારે જેઠ માસ પધારો
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો નરૂ તળે વાસ,
નહીં છત્ર પાસ પધારો
વનમા ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર,
જેનુ ઘણુ જોર પધારો
વનમા વાઘ વરૂને વાદર જેવા ઘણા વિચરે જનાવર ઘોર,
બચે નહિ ઢોર પધારો
મોટા પર્વત દેખીને માનની, તમને નજરે જોયા નહિ જાય,
દીઠે ખાવા ધાય પધારો
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસના દુ:ખ ન વેઠાય,
કાયા કરમાય પધારો
રણમા અંધારૂ દેખી ડરો ઘણા, નથી નિસર્યા કદી ઘરબાર,
છો નાજુક નાર પધારો
તમે છોટી ઉમર સોળ વર્ષના, નથી સંકટ વેઠયા લગાર,
તમે કોઈવાર પધારો.

પરણી આવીને પીઅર ગયા નથી, તમને મળવાને ઇચ્છે છે,
માય, ચોપે ચિત ચાય પધારો
રાજા જનકજી તમને ઝ ખે ઘણા, તેમના સ દેશા આવે સદાય,
તેડા પાછા જાય પધારો
ભાત ભાતના ભોજન ભાવતા, તમને મોકલશે મહિપાળ,
પુરાવીને થાળ પધારો
અમે અવધે ફરી જ્યારે આવશુ, લેશુ સ્નેહે તમારી સ ભાળ,
ત્યારે તત્કાળ પધારો
રૂડી મિથિલાપુરી મન માનતી, તેમા પામશો પરમ વિરામ,
બાપને ગામ પધારો
ગોરી તમને ગમે તેમ હુ કરૂ, એમ દલપતરામનો શ્યામ
કહે રાજા રામ પધારો પિયર ભણી

## —:પછી સીતાજી બોલ્યાં તેનુ ધોળ:—

એવુ સાભળી સીતાજી કહે સુણો સુદરશ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ સાથે રાખો સ્નેહથી -(ટેક)
જુદા પડવાની વાત વા'લા કહો, તેતો બોલ લાગે તીક્ષણ
બાણ, રઘુકુળ ભાણ સાથે રાખો
સ્વામી જયા તમે ત્યા ઘર માહરૂ, તમથી વેગળી તે પરદેશ,
હુ જાણુ હમેશ સાથે રાખો
તમે જોગીનો વેશ જો ધારશો, તો હુ જોગણનો ધરૂ વેશ,
જટા કરૂ કેશ સાથે રાખો
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે તમે દુખમા તો દુખ
મારે દેહ, એમા શો સ દેહ સાથે રાખો.

જે કોઇ પરણ્યા પછી રહે પીયરમા, અવતાર બળ્યો ધીક
એહ, મુવા જેવી તેહ સાથે રાખો.
સ્વામી તમ વીના મદીરને માળીઆ, ભાસે પર્વત મોટા
સમાન, વસ્તી તો વેરાન સાથે રાખો
મહાવનમા ભરી વસ્તી ભાશસે, જ્યારે પામીશ દર્શન દાન
કૃપાના નીધાન સાથે રાખો
સાસુ સસરાને માત પીતા સઉ, ભલે જીવો–કરો રૂડા રાજ,
મને મહારાજ સાથે રાખો
સ્વામી શુ કરૂ ભાઇ ભોજાઇને, સ્વામી શુ કરૂ સઇયર સમાજ,
કૈનુ નથી કાજ સાથે રાખો
સાચુ સગપણ જગમા સ્વામી તણુ બીજો સ્વાર્થી સઘળો,
સસાર કુટુબ પરીવાર સાથે રાખો
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આસુનો લુ'નાર,
કે એકે આધાર સાથે રાખો
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હુ તમથી જુદી પડુ છેક
જીવુ તજી ટેક સાથે રાખો.
જો કોઇ જળથી જુદી પડી માછલી રાખે દુધમા કરી વીવેક
જીવે પળ એક સાથે રાખે
તમે સુખના સાગર રહો વેગળા, પછી શુ ગજને પાટ,
હવેલીના ઠાઠ સાથે રાખો
મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાના ઘાટ,
મટાડો ઉચાટ સાથે રાખો
હુ તો તમને દીઠે થાઉ દેખતી, અણ દીઠે તો આધળી ભીત,
જન્મી એ રીત સાથે રાખો

મે તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાધી તમ સ ગે પુરણ પ્રીત
ચોરાયુ છે ચીત                                        સાથે
જમવુ જીવન તમથી જુદા પડી, હોય વિધવિધના પકવાન,
તે વિષના સમાન                                        સાથે રાખો
કરીએ ભોજન તમ સ ગે ભાવથી, હોય કેવળ શાકને પાન,
તે મેવા સમાન                                        સાથે રાખો
પડશે તડકાને તાપ વૈશાખના તે તો જાણીશ ચ દ્ર પ્રકાશ,
રહી તમ પાસ                                        સાથે રાખો
મુજને મેલીને પ થ પધારશો, આવી મળવાની ધરશો ન આશ
નિશ્ચે પામુ નાશ                                        સાથે રાખો
કરતી વાત ઢળી પડી ધરણીએ, સતી જાનકી થઈ નીરાશ,
કહે લેતી શ્વાસ                                        સાથે રાખો
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી થયા ઉદાશ,
જતા વનવાસ                                        સાથે ગચ્યા સ્નેહથી —

## રામચ દ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનુ—ઘોળ,

સ્વસ્તિશ્રી પુર લ કા સોહામણી, જ્યા રાજે છે જનક કુમારી,
રહો અખ ડ એવાતણુ તમતણુ, એવી આશીષ વાચો અમારી
ગોરી દૈવના જોગે જુદા પડયા, પણ પ્રાણ મારા તુજ પાસ,
બેશુ બાગ બગીચે કે બ ગલે, રહુ તમ વિના અધિક ઉદાસ.
તારો સ્નેહ ઘડીએ ઘડી સાભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય,
તારા હેતથી હૈડુ ભરાય છે, તે તો લેખનથી ન લખાય.
મારે અર્થે તમે બાળપણ થકી, તજ્યો સઘળો પીયર પરિવાર.
મારા લેશ વચન નહિ લોપિયા, નથી કોપિયા કદીએ લગાર

તારી નમ્રતા અમ્રતથી ગળી, વળી શોભીતો શાન્ત સ્વભાવ
જેથી મનની ઉદાસી તુરત મટે, તારા બોલનો એવા બનાવ
ગોરાદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વીલાપ ભર્યાં વેણુ
હેતે હસ્તુ વદન તારૂ વનીતા, મારા નીરખવા તલપે છે નેણુ
દિવસે તુજ વિના દિલમા ગોઠે નહી, પીવુ પાણી કે જમવુ અનાજ
રાતે રોઇને આખ્યો રાતી થઇ, લોક પુછે તો આવે છે લાજ
ગોરી મનમા ધીરજ ધરી રાખવી, કાલે ભાગશે ભવના વીજોગ
જેથી રીજે આપણને જગપતિ, એવો અહોનિશ કરજો ઉદ્યોગ
જે જે વૃધ્ધ પડોશીયો શુધ્ધ છે, તેને પ્રીતથી કહેજો પ્રણામ
વીભીક્ષણુ મારા મીત્ર પવીત્રને, કહેજો જરૂરનુ હોય જો કામ
જોઇની વસ્તુ જરૂર મગાવજો, કશી વાતે મુઝાશો ન મન
કાલે દેખીશુ દીવસ આનદના, જાશે વીસરી દુખે ભર્યાં દન.
જે જે પ્યારી તમારી સાહેલીયો, તેને પણ મારા કહેજો જુહાર
સાસુ સગરાની આશીષે સુદરી, મળશુ ભામની ને ભરથાર
વધે સ્નેહ ને સપ સુજન સાથે, તેવી તન મન રાખજો ટેવ
અમે થોડી અવધે હવે આવીશુ, એમ લખે દલપતરામનો દેવ

## —:કૃષ્ણજીના દશ અવતારનો ગરબો:—

કૃષ્ણ કનૈયાને જઈ મળોરે, હરી હઇયાના હાર મારા વ્હાલા
પહેલે રૂપે શ્રીહરીરે, ધર્યો મચ્છા અવતાર મારા વ્હાલા
શખાસુરને મારીયોરે, આપાવ્યા બ્રહ્માના વેદ, મારા વ્હાલા —કૃ૦
બીજેને રૂપે શ્રીહરીરે, ધર્યો કચ્છા અવતાર મારા વ્હાલા,
કચ્છે તે સાગર ડોળીઓરે, ચૌદ રત્ન કાઢયા બહાર, મારા વ્હાલા—કૃ
ત્રીજે ને રૂપે શ્રીહરે, ધર્યો વરાહ અવતાર મારા વ્હાલા,
પૃથ્વી દાતમા ઘાલી લાવીયારે, ગઇતી રસાતાળ, મારા વ્હાલા—કૃ.

ચોથેને રૂપે શ્રીહરીરે, ધર્યો નૃસીહ અવતાર મારા વ્હાલા,
હીરણ્યાકશ્યપને મારીયોરે, પ્રલ્હાદની કીધી સહાય મારા વ્હાલા-
પાચમે રૂપે શ્રીહરીરે, ધર્યો વામન અવતાર મારા વ્હાલા,
બળી પાતાળે ચાપીઓરે, આપ થયા છડીદાર મારા વ્હાલા-કૃ
છઠ્ઠે ને રૂપે શ્રીહરીરે, ધર્યો ફરશુરામ અવતાર મારા વ્હાલા,
ફરશુરામે ફરશી ફેરવીરે, કાપ્યા સહસ્ત્રાર્જુનના હાથ મારા વ્હાલા.
સાતમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો રામ અવતાર મારા વ્હાલા,
રામે તે રાવણ રોળીયોરે, દેવોને કીધુ સુખ મારા વ્હાલા-કૃ
આઠમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો કૃષ્ણ અવતાર મારા વ્હાલા,
કૃષ્ણે તે કસને મારિયોરે, આપ્યુ ઉગ્રસેનને રાજ મારા વ્હાલા-
નવમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો બુદ્ધ અવતાર મારા વ્હાલા,
દશમે ને રૂપે શ્રીહરીરે, ધરશે કલકી અવતાર મારા વ્હાલા-કૃ.
કાલીંગાને મારશેરે, કમળા કેરા કથ મારા વ્હાલા-કૃ

## —:નરસીંહ મહેતાની હુંડીનો ગરબો:—

મારી હુડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી,
પ્રભુ એક તમારો આધારરે, શામળા ગીરધારી -શા૦
પ્રહેલાદની પત રાખવા, ધર્યુ નરસીંહ રૂપ,
થ ભથકી વ્હાલો પ્રગટીયારે, વહાલે માર્યો હીરણાકસભુપરે -શા૦
નીભાડામાથી બળતા ઉગાર્યા, ખીલાડી કેરા બાળ,
ટીટોડીના વ્હાલે ઈડા ઉગાર્યા, હરી હેતે થયા રખવાળરે -શા૦
વાણીયાને વીમાસણ કરી, ને મગાવ્યો માટીનો અહાર,
ખાડણીયામા બાળક ખાડીયો,તમારી મરજી પ્રમાણે મહારાજરે-શ
રાણાજીએ કાળ વધારીયો, મીરા કારણ મહારાજ,
ઝેર મોકલ્યા તે અમૃત કર્યા તમે, ઝેરના જારણ હારરે -શા૦ ]

ગગેવ કેરે કારણે ચકકર ધરીયુ હાથ,
સુધન્વાને કારણે તમે, તેલમા તળાયા નાથરે—શા૦
શીબીરાજની માટી–છાબે, તોળાણી, ખાલી કર્યાં શરીર,
ધર્મ કેરે કારણે તમે, કોલા, કે'વાણા મહારાજરે.—શા૦
સાડા ત્રણસો ખોડલા નાગરના, જુનાગઢ મોજાર,
તેમા નથી મારે નોતરૂ, મને, નાતે દીધો તીરસ્કારરે.—શા૦
ઝુપડી તારા સેવકની, જમવા નથી જાર,
બેટી બેટો તો વળાવીયા હવે, વળાવી ઘરની નારરે—શા૦
ગરથ તો મારે ગોપીચદનુ, તુલસી હેમનો હાર,
સાચુ ઘરેણુ મારે શામળો મારી,દોલત છે ઝાઝને પખાજરે—શા૦
હુ નથી મોટો લાખુ પતી, હુ નથી શેઠ શાહુકાર,
નરસીહ મહેતાની વીનતી હુ તો, નાગરમા છુ કગાળરે—શા૦
શેઠ તો દ્વારકાપુરીવશે, શામળશાહ જેનુ નામ,
હુડી લેજો હાથમા મોહન, કરજો પછી બીજુ કામરે—શા૦
તીરથવાસી ગામમા ફરે, પુછે નામ ને ઠામ,
ગલીએગલીએ ફરી વળ્યા, અહીં નથી શામળશાનુ નામરે—શા૦
ધુતારે ધુત વિદ્યા કરી, અમને કહેતુ હતુ બધુ ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પુર્વ જન્મના પાપરે—શા૦
તીરથવાસી ગામમા ફરી, નીકળ્યા ઝાપાબાર,
ત્યારે રૂપ લીધુ વા'લે વણીકનુ, વા'લો શેઠ થયા તત્કાળરે—શા૦
કાને કુડળ જળહળે એના, તેજતણો નહીં પાર,
બાએ બાજુબધ બેરખા, હરીને હૈયે છે હેમના હારરે,—શા૦
હુડી લાવો મારા હાથમા, શામળશા' મારૂ નામ,

હુમેશા લખજો હુડીયુ, કે'જો વાણોતર સરખુ કામરે–શા૦
હુડી હાથો હાથ આપી, વા'લે પુરી હઈયાની હામ,
નરસીંહમહેતાના સ્વામી શામળો,વા'લે નવખડમા રાખ્યુ નામ,
મારી હુડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યાં કીરતારરે શામળા ગીરધારી
મને કોઇની નથી પરવારરે શામળા ગીરધારીરે
મારે શામળીયા જેવો સરદારરે શામળા ગીરધારી
તમે શામળીયા લેજો સારરે શામળા ગીરધારી

## ઓધવજીનો સંદેશો (૧ લો)—ઃરાગ ગરબીઃ—

ઓધવજી અમ માથે રસિયો રસણો, રીમાયા કેમ કહોને દિલની વાતજો,
આટીને છુટી તે વ અમે જાણીએ, મોહનજીના મનમા મોટી ઘાતજો.
લક્ષણ સૌ જાણ્યારે શોભી લાલના, ગુણવત છે પણ ગાયોના ગોવાળજો,
આહિરડો શુ સમજે રમની રીતમા, કાનુડો કાઇ કુડા ચઢાવે આળજો
જીવન સગે રમવા જોબન જાળવ્યા, બાળપણમા ખાતે કરતા ખેલજો,
મનડાની વાતોરે સૌ મનમા રહી, મેલી ગયા કાઇ દુખડા કેરી હેલજો
વચને અમને વાળ્યારે એ વિઠ્ઠલે, જાતા જાતા જુઠો દીધો કોલજો,
છોકરડા સરખેરે અમને છેતર્યાં, તજી ગયો એ તસ્કરનો શો તોલજો
મહિયરિયે જાતે નો સુખને ખીજવે, સાસરિયામા સાસુનો સતાપજો
નહાની તે નણ લરે ભાળે બોલડે, પુરણ લગ્યા પાડોસણના પાપજો
દુખડાની વેળાએ સુખડા સાભરે, અત સમે તો કોઇ ન આવે કામજો,
સગપણ તો સોનુરે પીતળ પ્રીતડી વહાલપણામા વેર કરી ગયા શ્યામજો.
દયા નવ આવીરે દિલથી ઉતર્યાં દાસીનો તો દોષ ન જાણ્યો કાયજો
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતા, હરિજીને અમે હાથે કરતા છાયજો.

ભણકારા વાગે છે ભોજન પિરસતા, જમણ કરીને જોઇએ હરિની વાટજો,
સાસુજી પૂછેરે વહુ તમે સાભળો, રસોઇ કરતા આવડો શો ઉચાટજો
અવગુણને ગુણ થારે અબળા રાકના, વાહ ઘણો પણ વનિતા સગ શુ વેરજો,
રઘુનાથના સ્વામીને કહેજો એટલુ, ધણી થઇ હવે પ્રભુ પધારો ઘેરજો.

## ઓધવજીનો સદેશો (બીજો)—:રાગ ગરબી:—

ઓધવજી સદેશો કહેજો શ્યામને, મારા સમ જો મકી મનનો મેલજો,
કાનુડો કપટીરે આવડો કેમ થયો, છગી કરીને છેતરિયે નહિ છેલજો.
આટલા દિવસરે આવુ નવ જાણુતી, ઘરથી ન જાણ્યા ધૂતારા ઠગજો,
પાણીડા પીનેરે ઘર શુ પૂછિયે, બાળપણામા કીધો એ શુ સગજો
અણતેડયા જાતારે નદને આગણે, વણ કરાવ્યા કરતા ઘરના કામજો,
એવેરે મિશે જઇ મળતા કા'નને, પલકે પલકે કરતી હુ પરણામજો.
દીવડા મિશેરે દુર થકી આવતી, વનો કરીને વળની વારવારજો,
મોહનના મુખનારે લેતી મીઠડા, જશોદા મુજને કહેતા નિર્લજ નારજો
માડીથી છાનારે મેવા લાવતા, વાટકડીમા દો'તા ગૌરી ગાયજો,
દુધને દહિ ચેરે હરિને સિચતા, મે જાણ્યુ જે જીવન મોટા થાયજો
વરીડા કીધારે વ્રજના લોકને, વાલા કીધા ગોપી ગિરધરલાલજો,
ફૂલડિયે પાખડિયે હુ નહિ તૂટતી, કેમ વિસાર્યુ વિઠ્ઠલજીએ વ્હાલજો
જમાડી જમતારે જીવન પ્રાણને, પવન કરીને પોઢાડતી પર્યકજો;
એવારે સુખડા તો સુપને વહી ગયા, વેરી વિધાતાએ અવળા લખિયા અકજો
આભૂષણ ધરતારે હરિને અતિ ઘણા, મોર મુગટને કુડળ ઝગકે કાનજો,
ગજની રીતિએ મોહન માલતા, નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાનજો
વાસીદુ વાળતા ધરતી માતનુ, રખે રજ ઉડે રસિયા અગજો,
આખલડી આગળથી હરિ નવ નકતી, શા માટે હરિ તજયો અમારો સગજો

દુખડાની વાતોરે કયા જઇ દાખવુ, કહિયે છિયે પણ કહ્યુ ન માને કોયજો;
કુવાની છાયડી તે કુવામા સમે, તસ્કરની મા કોઠીમા પેશી રોયજો.
અભાગ અવગુણુરે હરિના ગુણુ ઘણા, જોઇ નવ કરિયે વડા સ વાતે વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલુ, મળવા આવો મનમા રાખી મેહેરજો.

## ઓધવજીનો સંદેશો (ત્રીજો)—:રાગ ગરબી:—

ઓધવજી અબળા તે સાધન શુ કરે,વાલા વિના તો નેહની પ્રગટી આગજો;
સદેશો લાવ્યારે ભુડા વીજોગનો, નથી ખમાતો દાઝયા ઉપર ડામજો.
જોગીડા થઇયે તો જગમા લાજિયે, ભોગીડા કયમ ધરિયે ભગવો ભેખજો,
વિશ્વાસે વસુ છુ વા'લમ આવશે, અગ માહિની ઉપની રગની રેખજો
જ ગમની જુગતી તો મર્વે જાણિયે,સમીપ રહે પણ શરીરનો નહી સગજો;
એકાંત વસવુરે એકજ આસને, ભેદ પડે તો પડે ભજનમા ભગજો
ફકીરી સાધ્યાનુ તો ફળ પામિયે, દમન તજીને દીલ કરિયે દરવેશજો,
દેવને દેખેરે દીલ દેદારમા, પોમારિયે શુ પ્રભુ નથી પરદેશજો
સન્યાસી થઇએ તો સુખદુખ સાભરે, વસ્ત્ર તજીન વનમા કરિયે વાસજો,
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહી મળે, દેહ દમનમા દુખડા મારે માસજો.
જીતી તો જાણેરે જયા ત્યા જીવને, જતી ખરા જે જાણે જીવતી જાતજો;
અલએક્ષે મેલીને નહિ થાઉં ઓારજા, ભુલુ નહી કાઇ દેખીને વળી ભાતજો.
બ્રાહ્મણ તે જાણેરે, સાચા બ્રહ્મને, વિપ્ર વિવેકી વેદ તણો લે સારજો;
રૂષિપત્ની રીઝીરે હરિના રગમા, પ્રેમ કરીને પૂજ્યા નદ કુમારજો.
ખટ દર્શન વાળાને તો દુખડા ખગ, બાધ્યુ મારૂ મોહન સાથે મનજો,
જ્ઞાન ગુઢારથ તો મનમા ગમતુ નથી,સુદર વરને સોપ્યા તનમન ધનજો.
આ સારૂ જાણો તો શે નથી રાખતા,જપતપ સાધન જગતમાહિનુ કામજો;
વહોરતિયા વિના તો વસ્તુ નહી મળે, મધુકર એનો તો ન્યારોછે ઠામજો.

હરિ પાસે હતુ તે અમને અર્પિયુ, અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો,
રઘુનાથના સ્વામીને કહેજો એટલુ, હેત હતુ તે આવ્યુ હૈયાનુ હોઠજો

નરસૈમહેતાકૃત —:રાગ ગરબી:—

મારૂ વદ્રાવન છે રૂડુ રે, વઇકુઠે નહિ આવુ,
નહિ આવુ નદજીના લાલરે, વઇકુઠે નહિ આવુ —ટેક૦
બેઞી રહેવુ ને ટગ્રટગરે જોવુ, નહી ખાવુ નહી પીવુ રે,
વૈમાન મોકલો તો મોકલો વેહેલુ,હુ આવીશ સૌના પેહલુરે-વૈકુઠે
બ્રહ્મના લોક તો છે અતી કુડા, વાલી વ્રજના રૂડારે-વૈકુઠે
જય વિજય બે પોળીઆ હતા,તેને તતક્ષણ મેહેલ્યા કાહાડીરે,
નરસૈયાનો સ્વામી અતરયામી,તમે સાભળોને મારગ પ્રાણીરે-વૈ૦

મુળદાસકૃત —:રાગ ગરબી:—

કેયમ કરી ભરીએ આછા નીરરે, જુમનાને આરે,
કાઠડે ઉભા ગીરધરલાલરે, ગોપીના વહાલા—ટેક
સોના રૂપાનો મારો ઘાટ ઘડુલો વાહલા,
ઉઢાણીએ રત્ન જડાવરે, ગોપીના વાહાલા
એકવાર જુમના પાણીડે ગયાતા વાહાલા,
સાથે સહીયરોની હારરે ગોપીના વાહલા
સાસુ ધુતારી મોરી નણદી કગારી વાહાલા,
નાનો દીયરીયો દેશે ગાળરે, ગોપીના વાહલા
એક એક મોતી મારૂ લાખ સવાયુ વાહાલા,
પરોવ્યુ છે તે સોના કેરે તારરે, ગોપીના વાહાલા,
વળગા જુમી તમે ન કરોને સ્વામી,
મારો તુટશે નવસર હારરે, ગોપીના વાહાલા

તાણો મા તાણો મારો હાર તુટે વાહાલા,
મોતીડા વેરાયા માણેક ચોકરે ગોપીના વાહાલા
માથે મટુકી હુ તો વન વન ફરતી વાહાલા,
દેખે મારા મહીઆરીઆના લોકરે ગોપીના વાહાલા
મુળદાસ કહે પ્રભુ મોહન મળીયા વાહાલા,
પુર્યા માગ મનડાના કોડરે, ગોપીના વાહલા

રંગનાથકૃત —:રાગ ગરબી:—

નવા નદ ગામના ગોવાળીયા, માહે નદકુવર સરદાર,
સહુ આવ્યા સાકડી પોળમારે ત્યા રોકી રાધા નાર–નવા.
ક'હાને ગોવાળાને એમ કહ્યુ, એને સહુ મળી લો સ કેત,
આહેથી જવાના પામે જુવતી, એતો ફરી ફરી દગો દેત–નવા.
ભારી હાર તોડી નાખુ નારના ફોડુ મહીડા કેરૂ માટ,
મારે ઘણા દાહાડાની દાઝ છે, આપણી ઓળગે છે એ વાટ–નવા
દાણ ચોરી કરીને વર ભર્યું છે, આજ ભલી આવી છે હાથ,
રૂઘનાથના સ્વામીને કહેવાને, સહુ ભરી લઈશુ સગાથ–નવા

રંગનાથકૃત—:રાગ ગરબી:—

મારો મારગ મેહેલોને માવજી, તમે જવાદો જદુનાથ,
માટ મહિડાનું ભરે થયુ, મારો જાન સઈયરનો સાથ–મારો.
કેમ રોકી રહ્યા છો કહાનજી, કાંઈ શુ કરવુ છે કામ,
મારો પાલવ મેહેલો પાતળા, અળગા રહો સુદર શ્યામ–મારો.
દાણ દધિનુ જાણ્યુ નથી, નવુ નહિ થાય આજ,
પરનારને નવ રોકીએ, કપરૂ છે કસનુ રાજ–મારો.
ગેડી ગોવાળે ઉચી કરી, ત્યારે જોડયા ગોપીકાએ હાથ,
રૂઘનાથના સ્વામી શામળા, મારૂ જાણે જગનાથ–મારો.

રૂગનાથકૃત —:રાગ ગરબી:—

તુને જાવ નહિ દેઉ જુવતી, દાન લીધા વિના આજ,
શાને વાત કરે વઢવા તણી, મુને વહેવારમા શી લાજ-તુને
ગોપી ત્યા હરણી વાહ વાહ પીઉ,લાવો લાવો કરે તે કોઠ,
રાજ કંસરાયનુ કેટલુ, મારો અમલ છે ચઉદ લોક-તુને
તુ અજાણી થઈ ગોપીકા, મારૂ નવ દીધુ તે દાણ,
ચાર જુગમા નંદરાયનુ, દાણુ ગોરસનુ પરમાણુ-તુને૦
એ ધણી ધણી દીઠી ગોવાલણી, ઠગ તુજ સરખી નહી કોય,
રૂઘનાથના પ્રભુને છેતરી, ઠેલી જાય છે આજ જોય-તુને૦

રૂગનાથકૃત —:રાગ ગરબી:—

અલ્યા વેગળ રહે વરણાગીયા મે જોયુ તારૂ જોર,
કંસ સારૂ નારી આવીયો, થઈ રહ્યા નંદકીશોર-અલ્યા૦
અંગમા અભિમાને બોલવુ, કહાન કીજે નહિ મોટાઇ,
ફુલ અજાણ્યા આગળ હાંકીએ,વાહલા હુ નહીં જાઉ વહાઈ-અલ્યા૦
વાત જવાદેને દાણની, પીઓ તો ગોરસ પાઉ,
તમે નવરા છો નંદલાલજી, હુ મારગ ખોટી થાઉ-અલ્યા૦
મહિ મીઠા બોલે તો મજે, વાહલા વઢવાની શી વાત,
રૂઘનાથના સ્વામી શામળા, મળીશુ મારૂમ રાત-અલ્યા૦

દયારામકૃત —:રાગ ગરબી:—

કાનુડો કામણગારોરે સાહેલી આતો
કાનુડો કામણગારો રસ ભર્યો ને રૂપાળો,
અંશો આખલડીનો ચાળોરે સાહેલી આતો
દંન ગાતો મદ, માતો, વાંસળીમા ગીત ગાતો,

જાણુસુ કરે વાતારે      સાહેલી આતો
જળ જમુના ગઇતી પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઈ હુ આવી છાનીરે  સાહેલી આતો
તે કહ્યુ તે મે ન માન્યુ,આજ મારી જાતેજ આણ્યુ,
આવડુ મે નો'તુ જાણ્યુરે  સાહેલી આતો
બેહની તારે પાયે લાગુ,વાહલા વીના ઘેલુ લા'ગ્યુ,
દયાનો પ્રિતમ માગેરે     સાહેલી આતો

## નરસૈમહેતાકૃત-પ્રભાત—:રાગ ગરબી:—

જાગોરે જસોદાના જીવણ, વહાણલા વાયા,
તમારે ઓશીકે મારા ચીર ચપાયા—જાગોરે
પાશુરે મરડો તો વા'લા, ચીર લેઉગે તાણી,
સરખી સમાણી સઇયરો માથે, જાવુ છે પાણી—જાગોરે
પબીડા બોલેરે વહાલા, રજની રહી થોડી,
સેજલડોથી ઉઠો વહાલા, અળશડા મોડી—જાગોરે
સાદડી પાડુ તો વાહલા, લોકડીઆ જાગે,
અગુઠો મરડુ તો પગના ઘુઘરા ગાજે—જાગોરે
સાસુડી જાગેરે, વેરણ નણદી જાગે
ઓ પેલી પાડોસણને વેર વલોણુ વાગે—જાગોરે
જેને જેવો ભાવ હોય તેને, તેવુ થાયરે
નરસઇઆના સ્વામી વીના રખે વહાણલુ વાએ—જાગોરે

## દયાગમકૃત સ્તુતી —:રાગ ભજન ગરબી:—

શ્રી વલ્લભ વિઠલ શ્રીજી સ્વામી શામળીયા વા'લા,
સઘળુ સમજો છો અતરજામી           નદલાલરે

ભય તો લાગે છે મુજને ભારિ, શામળીઆ વા'લા,
અંતકાળે શી વલે થશે મારી નંદલાલરે
શેવા સ્મરણ ના ભાવે કીધુ શામળીઆ વા'લા,
રંકનાથુને દુખ દીધુ નંદલાલરે,
વેદધર્મને વીસર્યા, શામળીઆ વા'લા,
અવગુણ ભર્યા છે મુજમા સારા નંદલાલરે
મંદ જાણુ છે ભક્ત સાચો શામળીઆ વા'લા,
પાખંડી પાપી નથી કાચો નંદલાલરે
બાહ્ય મહાની લાજ ધરજો શામળીઆ વા'લા,
પીડા ન પામુ એવુ કરજોરે નંદલાલરે
સન્મુખ લોચનમા આવી રહેજો શામળીઆ વા'લા
દેષ ન જોશો દરશન દેજો નંદલાલરે.
શ્રી મુખ બોલ્યા તે સાચુ કરજો, શામળીઆ વા'લા,
દુખ દયાના સર્વે હરજો નંદલાલરે

## દયારામકૃત સ્તુતી —.રાગ ભજન ગરબી:—

સર્વ તજીને ભજીયે શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાના આધારજો,
ભાગે સંકટ કુડારે સંસારના,
જેના નામે ઉતરીયે ભવપારજો—સવ
નૃપર માને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો,
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમા આણીયા
પ્રભુ ભજ્યા કાંઈ ત્યા જઈ બાળે વેશજો—સર્વ

દૈત્ય પુત્ર પ્રલ્હાદજી આગે થયા,
લાગ્યો છે કાંઈ પિતા પુત્રનો વાદજો,
સ્તંભ થકી પ્રગટયારે નરસિંહ રૂપ ધરી
શ્રી મહાપ્રભુજીએ કીધો તેને સાહાયજો—સર્વ
લાખાગ્રહમા પાંડવને આવી મળયા,
ભક્તજનોને દીધી છે, ઘણી ધીરજો,
સ્મરણ પહેલા આવ્યા છોરે તમે સદા
ભકતજન ઉગાર્યાં પાચે વીરજો—સવ
સુદામાનુ દરિદરપણુ તો જાણીયુ,
મુષ્ઠિક તાદુલ આરોગ્યા મહારાજજો,
દાસ દયાના પ્રભુજીએ કરૂણા કરી,
ભક્ત જનના કીધા કોટીક કાજજો—સવ

અધ્વર્યુ કૃત પદરતીથી–લો. મા. તીલકનો–ઃગરબોઃ–

પડવે, શુ શુરવિર સિંહ સિધાવ્યારે,
ઓ કેશરી હિંદ કુમાર શુ તલસાવ્યારે
બીજે, બળાપો થાય થયા શુ વિયોગીરે,
અદ્રશ્ય થયા શુ આપ ભારતના ભોગીરે
ત્રીજે, તિલક વીર હિંદનો હીરોરે,
ગુમાવ્યો નર ને નાર મળે કયા વીરોરે
ચોથે, તે ચતુરાઈ તરીતી ઝાઝીરે
જગાવીઓ ભારત દેશ રહયો આખો ગાજીરે,
પાચમે, પ્રાક્રમ તમારૂ સાલેરે
હિણભાગી કીધો દેશ કો'ને હવાલેરે,

છઠ્ઠે, છેતરી છેહ અમને દીધોરે
સ્વરાજ્યની આપી આશ પ્યાલો પીધોરે,
સાતમનુ, તે સત્ય શસ્ત્ર કીધુરે
દીગ વિજય કરવા કાજ બીડુ લીધુરે,
આઠમે, તો આશ મોટી રાખીરે
ચાહોમ કરી સરવસ્વ પ્રેમ રસ ચાખીરે,
નોમે, રત્ન નર નમેરા કીધારે
દુખ વેહ્યા દેશને કાજ ગયા કયા સીધારે
દશમે, દાવાગ્નિ ઉગ્ર સળગ્યોરે,
વાદળ રૂપી એ યમ ... વેગળ્યેરે
એકાદશી, જે વ્રત છે પૂળ હાર્યેરે,
વ્રત કરવા કિયે દેશ ગયા ગુણશાળીરે
બારમે, બેડી ધરી દેશ માટેરે,
ખટ વર્ષ રહ્યા શુ કેદ સત્યને સાટેરે
તેરમે, ત્રણ વાર જેલ મહેલ શોભાવીરે,
તજાવવા તનના ટેક ગયા ના હારીરે
ચાદશે, ચિંતવન તમારૂ કરીયેરે,
દીન રજનીને ક્ષણ ક્ષણ, ધ્યાન તો ધરીયેરે
પુનમે, તુજ પ્રેમ રહૃદયમા રાચેરે,
વીર સમસ્ત પાકો દેશ મણી, એ યાચેરે

## પ્રીતમકૃત—:રણછોડજીની ગરબી:—

ધન્ય ડાકોર રૂડુ ગામ, વસે મારો વહાલોરે,
શામળીઓજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે

બહુ ખોડાણાની પ્રીત, પ્રભુજી પધારયારે,
અહીંઆ આવી ઉત્તમ કીધા કે, અધમ ઓધારયારે
ઘણા પાપી તે પાવન થાય, દરશન કરતારે,
દુખ જન્મ મરણના જાય, સામા ડગ ભરતારે
એવો આનદ રૂપી અખડ, અતરજામીરે,
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે,
એતો ભક્ત તણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે,

**શ્રી રણછોડજીની પદર તીથીઓ—રાગ ગરબી:—**

સખી પડવે પુરણ બ્રહ્મ, [illegible] તણેરે,
રૂડો રણછોડજીનો ધર્મ વેદ વખાણેરે,
સખી બીજે, [illegible]જી બોલ બોલ્યા એવારે,
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે
સખી ત્રીજે, તે તુલશીના વન પ્રભુજીને પ્યારારે,
હાથમા વાવે હરિના જન શોભે સારારે
સખી ચોથે, ગાલ્યા જાય વસમી વાટેરે,
રૂદીયામા [illegible], મળવા માટેરે
સખી પાચમે પળીયા પથ, તડકા તનમારે,
સેવા કરે હરિના જન, મોહ્યા મનમારે
સખી છઠ્ઠ, છાપા અગ, ઘણિના ધરીયારે,
રાખે રૂદિયા સાથે રગ, હવે મન હરીયારે
સખી સાતમે, સુદર શ્યામ, મોહન મળીયારે,
હુ તો આવીશ તમારે ગામ, ફેરા ફળીયારે
સખી આઠમે, જોડી વહેલ, બળવત બેઠારે

પુરવ દેશમા કરી મહેર પથમા પેઠારે,
સખી નોમે, નમવા જાય, આણી રાખેરે,
સેવક સુતા સાગીમાય, હરી રથ હાકેરે
સખી દશમે, આવ્યા ડાકોર, હરજી રસીયારે,
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે,
સખી એકાદશી, ના દન, ગુગળી ઘેરયારે,
મધરાતે આવ્યા મહારાજ, હેરણ હેરયારે
સખી બારસે, બાધ્યા છે બધ સેવકથી છાનારે,
સોનુ તો સવા વાલ પુજીમા પામ્યારે,
સખી તેરસે, ગુગળી ઘેર, પાછા ફરિઆરે.
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયારે
સખી ચઉદશે, ચરણામૃત પ્રેમે પીવારે,
હરી કૃષ્ણ નદલાલ સદેશા ન કીધારે
સખી પુનમે, પુજા થાય શોભા સારીરે,
દરશન કરવાને જાય, નરને નારીરે
સખી પદર તથો સાતવાર, જે કોઈ ગાશેરે,
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુઠ જાશેરે

**મીરાંબાઈ —:રાગ ગરબી:—**

વાટ જુવે છે મીરા રાકડી, ઉભી ઉભી—વાટ૦
મુનીવર સ્વામી મારે મદીર પધારોરે,
વા'લા સેવા કરીશ દીન રાતડી, ઉભી ઉભી—વાટ૦
પુલના તે હાર ને પુલના તે ગજરારે,
પુલના તોરારે પુલ પાખડી, ઉભી ઉભી—વાટ૦

સુંદર પક્વાન મીઠાઇ ચોને મેવારે,
ઘેબર જલેબી તલ સાકળા, ઉભી ઉભી—વાટ૦
લવીંગ સોપારીને પાનના બિડલારે,
એલચી દોડાને તજ પાખડી, ઉભી ઉભી—વાટ૦
સાવ સોનાના સોગઠા ઢાળ્યારે,
રમવા આવો તો જાય રાતડી, ઉભી ઉભી—વાટ૦
મીરાબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણુ,
જોતા ઠરે છે મારી આખડી ઉભી ઉભી—વાટ૦

—:રાગ ગરબીઃ— ( શંકર વર. )

આજ મારે ઘેર સોહેળોરે, શંકર આવ્યા બાર,
ઉમયાએ તપ માડીયો, વરૂ શિવશંકર ભરથાર,
શંકર વર સજ કરો —(ટેક)
ઉમયા ઉભા તપ કરેરે, જોવા આવ્યા ઇશ,
મહા વનમા તપ માડીયા, તેને વહી ગયા જુગરે પચીસ—શ૦
મે તમને વર આપીયોરે, ઉમયા જાઓની ઘેર,
મેનાને મદીર વસો, મારે કરવી છે કઇએક પેર—શ૦
ઉમયા ઉઠીને આવીયારે, માને લાગ્યા પાય,
મેના મા મે વર વર્યો, જેને ચૌદ ભુવન મુખમાહ્ય—શ૦
મેના મુખથી બોલીયારે, સાભળ ગવરી વાત,
ભીખારીને શું વરા, એની કોઇ નથી જાણતુ જાત—શ૦
ઘરડો જોઈ લાજા નહીરે, બોલા મુખથી વાણુ,
બીજો વર હુ નહી વરૂ, શિવશંકર પાખે જાણુ—શ૦
વૃધ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખુ રૂપ,
એ વરને તુ શુ વરા, બીજા છેરે ભુતળમા ભુપ—શ૦

વાઘાબર શિવ હોડણેરે, મસ્તકે બ્રહ્મ કપાળ,
નાગ હાર હારાવળી શિવ, કઠે સોઇયે રૂઢમાળ—શ૦
જટાજુટ ભસ્મે ભરયોરે, અગે વીટયા નાગ,
મેના મનમા લાજીયા, એને નથીરે દીધાનો લાગ—શ૦
મેના મુરછાગત હુવારે, પડીયા ધરણી હેઠ,
ઉમયાએ મન વિમાશીયુ, મારે કરવી તે કઇ એક પેર—શ૦
ઉમયા કહે સુણો નાથજીરે, મેના થઈ છે મૃઢ,
તુજને કો જાણે નહી, તારુ આદ અતર તે ગુઢ—શ૦
ઉમયા કહે સુણો નાથજીરે કરોની રૂપ પ્રકાશ,
પુરમા જોવા સહુ મળ્યા, તારી થાયરે જગતમા હાસ—શ૦
વચને રૂપ પ્રકાસીયુરે, સુરજ કોટી પ્રકાશ,
સોળ કળા શશી જગમગે, ગગ મસ્તકે લીધો વાસ—શ૦
શકર નામે સાભળ્યો રે, વસે તે વાસ કૈલાસ,
કાને કુડલ ઝળહળે, ઉર કૌસ્તુભ મણિનો હાર—શ૦
મે તુને જાણ્યો સદારે, ઓળખીયો એણીવાર,
વચને વિશ્વભર થયા, જોઈ હસવાને લાગી નાર ગ૦
શકર સજ થઈ આવીયારે, ઉભા તોરણબાર,
મેના મનમા હરખીયા, હવે છે રે દીધાનો લાગ—શ૦
પાખી લીધા પદમનીરે, પીડી નાખી ચાર,
નાક માહી વર નરખીયારે, જીરે બેસણ સુનાના પાટ—શ૦
કન્યાએ કાકણ પેહેરીયારે, પડી પાનેતરે ગાઠ,
અતર પટ આડે ધરયા જીરે, હોઈરે તબોળે છાટ—શ૦
ઉમયા શકર પરણીયારે, પોતા મનમા કોડ,
કૃષ્ણબાઈ ચરણે નમે, મળી સરખેને સરખી જોડ—શ૦

'નાગર સ્ત્રીઓમા ગવાતા ગીત" માથી

## નરસૈ મ્હેતા કૃત—ઃદાણલીલાની ગરબીઃ—

હાર દાણ માગેરે દાણ માગે, હારે તારી નીકડીના બોલ માખુ વાગેરે
હારે કાન કીયા મુલકના સુબો, હારે કાન મારગ વચ્ચે ઉભોરે
હારે કાન કિયા મુનકનો રશીયો હારે મારા મારગ વચ્ચે વશિયોરે
હારે કાન કિયા મુલકનો દાણી, હાર માગી નવરંગ ચુંદડી તાણીરે
હારે કાન કિયા મુલકનો મેહેતો, હારે માન મારા મારગ વચમા રહેતોર
હારે કાન જળ જમુનાને આરે, હાર એમા કોણ જીતે ને કોણ હારેરે
હારે કાન એમા નથી સાકર નથી મવા, હારે ખાટી છાસમા શુ આવ્યો લેવારે
હારે મહેતા નરસહના સ્વામીને વારી, હાર ગા, ગોવાળીયામા ચારીરે

## પ્રીતમ કૃત—ઃરાગ ગરબીઃ—

ગરજીરે તમને દીઠા તે ગીરધારી, મતલબીયા છો મોહન મોરારી—ગરજી
મનેરે માયા લાગી છે તમારી, મારે મન ઝાઝી છે મોરારી,
નાનારે મો ર્સા માટે વિશારી ગરજી
પહેલીરે મને ખબર આવી પડતી, એની સાથે પ્રીત નહીરે કરતી,
વા'લા તો મને મેલી ગયા રડતી ગરજી
મેતોરે જાણ્યુ ઉજળુ તે દુધ હશે, તેનેરે માને નાહ્યા મો છાશે,
રહાતી હુ તો તારે વિશ્વાસે . ગરજી
જસોદાના કાન તમેરે કાળા, કર્યારે સહુ આખ્યો તણા ચાળા
તે પર હુ તો મોહી છુ નદલાલ ગરજી
હવેરે હરજી રણ થયુ ગીરધારી, ક્ષમા કરો ચુક થઇ છે મારી,
થઇને રહી છુ દાસી હુ તમારી ગરજી
પ્રીતમના સ્વામી મને મળીયા, દુ ખરે મારા જનમ તણા ટળીયા,
ગોપીરે સહુ આનદથી મળીયા . ગરજી.

## —:ગરબી:—

માથે મટુકીને મહીડાની ગોળી, મહીરે વેચે ચદ્રાવળીરે,
વેચતી સાચતી નગરમા પેઠી, કાનુડો છેલડો સાહી રહ્યોરે–માથે
મેલો મેલો કા'નજી જવા દો જાદવજી, અમઘેર નસરો રીસાળવોરે,
તમારા સસગને બીજ વહુઆરૂ અણીઆનુ, તમથી ઘુઘટ તાણે અદકોરે–
વેચતી નાચતી નગરમા પેઠી, કાનુડો છેડનો સાહી રહયોરે,
મેયો મેનો કાનજી જવાદો જાદવજી, અમરેગ સાસુ ગીમાળવરે,
તમારી સાસુને બીજી વહુઆર, આણી આનુ તુમથી પાયે પડે અડકારે–
વેચચી નાચતી નગરમા પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલો મેનો કાનજી જવાદો જાદવજી, અમઘેર જેઠ રીસાળવારે
વેચતી માચતી નગરમા પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેનો મેનો કાનજી જવદો જાદવજી, અમઘેર દીયર રીસાળવારે,
તમારા દીયરનેરે બીજી ભેજાન આણી આનુ,તમથી હોરી ખેને અડકેગીરે–
વેચતી ગાચતી નગ મારે પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલો મેના કાનજી જવાદો જાવદજી, અમઘેર નણદી રીસાળવારે,
તમારી નણદીને બીજી ભોજાઇ આણી આનુ,તમથી માથા ગુવે અદકેરીરે–
કડવ નયને ન પીઓ એમ બોલે, મેલો મેનો મારો પાલવ નીર્લજરે,
દુજન દેખે તમ નહી લાજો જાતી તડુકે મહગીરે–માથે
તોયે ન સમજે કોગાઝો છબીલા, પાલવ ઝાલી ઉભો રહયોર,
ચીન ફાડી ચદ્રાવતી નાઠી કાનુગે હાથ નવી રહયોરે–માથે

## —.રાગ ગરબી:—

પાતળીયા પાલવ મેનારે પાયે પડુ છુ, છબીલા છેડો મલોરે, પાયે પડુ છુ,
વા'લાજી મારા વદ્રાવનની વાટે જાતા, શીદ મને નડોછોરે, પાયે પડુ છુ

વા'લાજી મારા છલમાશે માર બેડુ, કોઇ જોઇને કહેશે ભુડુ રે, પાયે પડુ છુ
વા'લાજી મારા કામ ઘણુ છે ઘેર મારે, શુ રોકો જમુનાને આરેરે પાયે પડુ છુ
વા'લાજી મારા લોક જાણે એવુ લાડ, અમે સાસુ ની વહુવારુ રે, પાયે પડુ છુ
વા'લાજી મારા કથને કપગે જાણ્યા, કાંઇ સજા પગમાણોરે, પાયે પડુ છુ
વા'લાજી મારા સ્વામી ગીદાસના સોહાગી મને માયા તારી લાગીરે, પાયે પડુછુ

## —:કંકોત્રી:—

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડ કાવે સુભદ્રા બેન–વીરા વહેલા આવજો
દેવ દુદાળાને લાવજો, એ છે પાર્વતીના પુત્ર–વીરા વહેલા આવજો
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ–વીરા વહેલા આવજો
પાચ પાડવ દાસ તે તમતણા, હમ્નીરા જપે તમારૂ નામ—વીરા૦
જગતજનેતા દેવકી ને રોહીણી, અજાણીની તમારા માત—વીરા૦
ભત્રીજા ભલા મન ભાવના, તમ આવે થાશે સુખ ચેત—વીરા૦
રાણી રૂખમણીગે સતી સતભામાનયે જાંબુવતી–વીરા વહેલા આવજો
બીડભંજન તમારી ભાભીઓ, સોળ સહસ્ત્ર એકસાને આઠ—વીરા૦
કઇ જોડ દીયરીઆને કોડ ઘણી, તમે ભક્તા ણુ ભગવાન—વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી જિનમ વરણુ અનેક—વીરા૦
વેદ વાચતા વીપ્રને લાવજો, બીજા સવ કુટુંબ પરીવાર—વીરા૦
થોડુ લખ્યુ વધુ કરી વાચજો, પ્રભુ નાધારાના આધાર—વીરા૦
પ્રતીહાઇયે વે'લા પધારજો, શેષનાગ ન પામે પાર–વીરા વહેલા આવજો



☞ એકે અવાજે વખણાએલી ☜




# ફોનોગ્રાફ ગાયન સંગ્રહ

ની આવૃત્તી ત્રીજી

ભાગ ૧ થી ૮ સાથે તયાર થાય છે.

બાહોળો સુધારા વધારા સાથે ટુંક સમયમા બહાર પડશે જેમા ગાયનમા આજ સુધી ચાલેલા પુષ્કળ ગાયનો ઉપરાંત આઠ ફોટોગ્રાફીક ચીત્રો તેમજ ઉડીને આંખે વળગે તેવા સુંદર કવર (પુઠા) સાથે લગભગ ૧૫૦ પાનાના દળદાર પુસ્તકના આકારમા થોડા વખતમા બહાર પડશે

( સીત ના માન્ક માર્ગી સુમા તા મગીના નારાઓ ન આગ ગા નાર્ક ચીત થી ગુક નાના નામા આવશે )

માટે તમારૂ નામ તાકીદે નોધાવી દો

વહેલો તે પહેલો કીંમત ૧ રૂપીયો

અગાઉથી ગ્રાહક થઈ પૈસા મોકલનારને પોસ્ટેજ માફ

પાછળથી ચાર આના વધુ

નામ નોંધાવા માટે તેમજ બીજા પુસ્તકો મંગાવવાનુ ઠેકાણુ—

## શા ચુનીલાલ મગનલાલ બુકસેલર

ઠે૦ ગણીતબાવ સુરત.

મુદ્રક આ ટાઇટલ પેજ શ્રી "અનાવિલ બન્ધુ" પ્રી પ્રેસમા ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે ગોપીપુરા નાગર બાજુ ગલી પાસે—સુરત

